# Description of the Marriage festivals of H. H. Kumar Sri Bhavsingji

AND

## OF THE SHIVA-VISHNU YAGN.

BY

BHAVANISHANKER NARSIRAM,
AUTHOR OF

*Kamala Kumari, Kumari Kanya, Sorthi Somnath, Sudama Charitra &c. &c.*

1893 ૧૯૪૯

મહુવિધી ૪.  રૂવિદાર.

કિંમત એક આનો.

Printed at the "Vijaya Pravarttak" Press.

# भावसिंहजी लग्न महोत्सव.

## दोहरो.

તખ્તસિંહના કુંવરના, વિવાહ બહુ વખણાય;
સર્વ એકઠા થતાં, ભભકો નહિ ભુલાય. ॥ ૧ ॥

# विवाहनी धामधूम.



## घनहर.

વાજે વાજાં આજે આ વિવાહના ઉછાહમાંને,
ગુણતણાં ગીત કવિ ટોળે મળી ગાય છે,
ભૂમિમાં હવાઇ નેં ગગનમાં ગબારા ઉડી,
દેવોને વધામણી દેવાને જાણે જાય છે; ૨
અંધારીઆ છોડીને બતાવે છે ખરૂં અંધાર,
તેરૂં અજવાળું જેના રાજ્યમાં સદાયછે,
દીવાળી સમાન ફૂટી રોશની દેખાય છે તે,
તખ્તસિંહજીના કીર્તિ ઉરેખ દેખાય છે. ॥ ૧



# मांडवानुं वर्णन.



## कवित.

માંડવો જણાય જાણે પાંડવોનો ઇંદ્ર પ્રસ્થ,
જોવા જેવી ઝુમ્મરો કરેલી જેમાં જાણી છે
હાંડીઓ હજારો ઝાડ ઝુમરો હજારો ગમે,
ચંદન ચુનથી અધિક શોભા આણી છે,
કાચના કમાડીઆને માંડવાની માંડણીથી,
વિશ્વમાં વિશેષ શોભા જેની વખણાણી છે,
બીસોરી.મહેલ એની પાસ શા બીસાતમાં છે,
પંડાઓના મહેલને નકી ભરાવ્યું પાણી છે. ॥ ૧



## वाडी विषे.



વાસવની વાડીથી વિશેષ શોભાવાળી ભાળી
કાંતો આ કૈલાસની મુકી રહેલી ઝાડી છે,
વરની અગાડી એ ઉપાડીને મજુર ચાલે,
કુદરતની કીઆરી શોભાને હઠાવી છે;
રંગે રૂપમાં રૂપાળી, ફુલડાંથી ફાલી ફાલી,
ભૂમિસાંખ્યશાળી ફુલવાડી, આજ ભાળી છે,
ફેલી રહી જેની કિરતિની દશે દિશા ફેર,
એવી ફુલવાડીનો બનાવી કોણ માળી છે.?



## वरघोडा विषे.

( मनहर. )

સાજનમાં સજ્જન મહાજન જશથી સારા,
જેના આભા ગમનથી સુજશ જણાય છે,
ડોલે ગજરાજ સાજ સોનેરીવડે ઘણાજ,
અશ્વના અવાજ કાને આવી અથડાય છે;
થઇ થઇકાર વરઘોડા વિષે ઠીક થાય,
કળાવંતી કંચનીઓ નાચતી કળાય છે,
ગુલાલે કરીને કેવું ગગન છવાયું લાલ,
વરઘોડાવિષે એવી શોભા વખણાય છે.



## रोशनी विषे.

( दोहरो. )

અહિંયાં ભલી ભભકાની આ, ઝળહળ જ્યોત જણાય;
તખ્તસિંહ નૃપતિતણા, કીર્ત્તિ કિરણ કળાય.



## कुमार श्री भावसिंहजी गुण वर्णन.

( कवित. )

કલમ ઇલમની સમાન નથી આજ કાલ,
કલમ ઇલમમાં પ્રવિણ તે પહેલ છે,
બાણાવળી હોય તેનું બળ તો છે બાણપુર,
કવાયતિ કેરૂં બળ અંગથી કસેલ છે;

આજ ઓગણીસમી સદીમાં નથી અજાયબી,
સમુદર તરવો આ સમયમાં સ્હેલ છે,
કલમ કલમમાં ભવાની છે પ્રવિણ કેવા,
ભાવસિંગજી સુવિદ્યા મણિથી મહેલ છે. ॥ ૧ ॥



# राजकुंवरीना मंडपनुं वर्णन.

( ધોળ. )

રાજ કુંવરી રૂડી પરણાવતાં,
તખ્તસિંહે મંડપ બાંધ્યો સાર, શોભાનો શો પાર,
મંડપમાં નહિ મણા.

રોપ્યા કદળીતણા સ્તંભ માંડવે,
આપી અધિક અનુપ આકાર, શોભા કીધી સાર,
મંડપમાં નહિ મણા.

રંગ મંડપ રળીઆમણા રાજતો,
લીલા પીળા રંગેથી રંગેલ, ચારૂ ચિતરેલ,
મંડપમાં નહિ મણા.

ચારૂ ચંદરવા ભિંતે ચોડીઆ,
ખાસાં ખાપનાં ભરત ભળાય, જોવા ચિત્ત ચ્હાય,
મંડપમાં નહિ મણા.

તારા ખગમાં તેજે જેમ ઝગતગે,
તેમ ચગચગે ચંદરવાય, ઝાઝા ઝળકાય,
મંડપમાં નહિ મણા.

બેઠાં મેના કોયલ કીર માંડવે,
મીઠાં મનહર બોલતાં બોલ, સુસ્વર આપી ઓળ;

મંડપમાં નહિ મણા.

ગોરી ગાતી ઉમંગથી ગીતડાં,
કંઠે લાજે કોયલના કલ્લોલ, તેનો નવ તોલ.
મંડપમાં નહિ મણા.

ભિંતે ચિત્ર ચિતારાએ ચિતર્યાં,
ચારૂ ચતુરંગી રાયના સેન, અધિક શોભા એન;
મંડપમાં નહિ મણા.

બાગ બંગલા સભા બેઠી રાયની,
જાપ જપતા જોગી દીન રાત, બેઠી વનવાસ,
મંડપમાં નહિ મણા.

મ્હોટા બાગ રીસમ દ્રાક્ષ માંડવા,
સુરા ચિતર્યા ભયાનક ગીર, ઘટે જોતાં ધીર,
મંડપમાં નહિ મણા.

સાચ સોનાનાં શોભે સિંહાસનો,
કાચ જડીત ગોઠવીયા કબાટ, ખુરશી મેજ ખાટ,
મંડપમાં નહિ મણા.

હીરા જડીત હિંડોળા હિંચવા,
ઠિક કીધા બેઠકનો ઠાઠ, ધમદાર ખાટ.
મંડપમાં નહિ મણા.

હીરી તકતા ઝુમર ઝાઝાં ઝળકતાં,
ચોખા ચળકતા પુરેલા ચોક, લાયક દીસે લોક,
મંડપમાં નહિ મણા.

તરીયા તોરણ બારણે બાંધીયાં,
ફુલ માળ રચી ઠામ ઠામ, ઉપજતો આરામ.
મંડપમાં નહિ મણા.

ભેળા ભૂપ થયા મ્હોટા ભારથી,

ભાસે ભભકા જેના ભરપુર, શોભે જેમ સૂર,
મંડપમાં નહિ મણા.
મણી જડીત મુકુટ કાને કુંડળો,
ચાંદ ચાંદીના ચળકતા ઉર, શશિ સમનુર.
મંડપમાં નહિ મણા.
ઉડે અબીલ ગુલાલને અરગજા,
આછા છંટાતા અત્તર તેલ, મધુ મોગરેલ,
મંડપમાં નહિ મણા.
હાથે ગજરા ગુલાબના શોભતા,
બાસાં ફોરતાં તેલ ફુલેલ, મધુ મોગરેલ,
મંડપમાં નહિ મણા.
દારૂખાનાં અંધારીઆ ફુટતાં.
વાજાં વાજતાં અનુપ અથાગ, રસિક રૂડા રાગ,
મંડપમાં નહિ મણા.
ત્રાંસા પટઘમ ઢોલજ્યાં ધમકતા,
સુણી મનડું થાયે બાગબાગ, મળે નહિ માગ,
મંડપમાં નહિ મણા.
ભોંયે ગાલીચા ભરતથી ભળકતા,
નામતસિંહજીના ચળતાં ધામ, રીઝે જોઇ રામ.
મંડપમાં નહીં મણા.



# यज्ञनी शोभानुं वर्णन.

(दोहरो.)

નિરખો ગોહીલ નૃપતિની, રાજ્યધાની રમણીક,
ભાવનગરના ભુપતિએ, ઠાઠ રચાવ્યો ઠીક. ૧

રાજ્યસુયજ્ઞથકી રૂડી, અતિશય રચના આજ;
હરિહરને અતિ હોંશથી, કરી રીઝવવા કાજ.

( कवित. )

ભેળા થયા ભારત ભુમિના મ્હોટા ભુપતિઓ,
લીલા જોતાં જાણે આજ ઈંદ્રના લગન છે,
શોભા યજ્ઞ તણી જોવા મળીઆ હજારો લોકો,
તખ્તસિંહજીના રાજ્યમાંહીએ શુકન છે;
ગગનથી ભુમિ સુધી આનંદ છવાઇ ગયો,
મસ મહિપાળ તણા મનમાં મગન છે;
ભાવનગરમાં જોવા જેવો તો ભવાની આજ,
જગતમાં બને નહિ, એવો આ જગન છે.

( ૨ )

વિવાહથી વિશેષ ને દીવાળી થકી દશગણા,
ધામધુમવાળાં રૂડાં પર્વ ઘણાય છે,
ભેળા થયા હશે ઘણીવાર મ્હોટા ભુપતિઓ,
ભભકો ભવાનીએથી આજનો ભળાય છે;
જય કરી પાંડવે રચાવ્યો હતો જેવો યજ્ઞ,
આજમાં સુદીન એથી અધિક અંકાય છે,
જોવા જેવી વિશ્નુ-શિવ યજ્ઞ તણી ક્રિયા જુઓ,
ઇંદ્ર યાગથી વિશેષ રચના જણાય છે.



## भावनगरनी शोभा.

( दोहरो. )

ભાવનગર અતિ ભભુકતું, સુન્દર સાગર તીર;

બગીચાં બુરજા અને દીસે, નિર્મળ મીઠાં નીર.
બજાર ચોટા બાગને, બહુ ફુવારા હોજ;
રાગ રંગને રમતમાં, માણસ કરતાં મોજ.
મંદિર મ્હોટાં માળીયાં, હવેલીઓની હાર;
ચાંદી સરખાં ચળકતાં, દુકાન ઘરને દ્વાર.
હિન્દ વાણીઆ હોંશથી, ચારૂ પુરની ચોક;
[illegible] ગાર્ડનમાં [illegible], [illegible] ફરતાં લોક.

(कवित्त.)

શ્રીવાસવ [illegible] ભાળીને [illegible],
કવિ કહે કાંતા આ કેદાર કિંવા કાશી છે,
તખતસિંહ ભૂપતિને નિરખી તરક કરે,
અયોધ્યા પુરીથી પુરી પુરી આ પ્રકાશી છે;
વજીર વિઠ્ઠલદાસ વિલોકી વિચાર કરે,
વ્રજભૂમિ આ છે અને લોક વ્રજવાસી છે,
ભાવનગરને એવી ઉપમા ભવાની આપે,
ખલકમાં ઇન્દ્ર રાજધાની આતો ખાસી છે.

## महाराजा श्री तख्तसिंहजी कीर्तिवर्णन

(मनहर.)

તારા મંડળમાંહી અનેક તારા તગતગે,
ભવાની પ્રકાશમાન ભાણ તેથી ભાસે છે,
અનેક જનોને તેથી થાય છે આનંદ અને,
નિશ્ચય તીમીર તેજે કરી તેથી નાસે છે;
ભૂમંડળતણા મ્હોટા મ્હોટા ભૂપતિઓમાંહી,

પૃથ્વીપતિ તખ્તસિંહ ભૂપાળ પ્રકાશે છે,
દેવની સમાન રૂડા રાજવી વિરાજે તેમાં,
વડા ઇંદ્ર જેવા તખ્તસિંહજી વિલાસે છે.



# सरोवर प्रतिउक्ति.

वसंततिलका वृत्त.

કાંતું કુવા મફતની કીરતિ જ લે છે,
દોરી અને ઘટ વિના નીર ક્યાં તું દે છે;
મોંઘી મજુરી બદલે નીર દે તું આપે,
તે જેમ લોભિ જન દાડી કરાવી આપે.

( ૨ )

નીચી નમી નિરમળી નહિ કેમ ન્હાસે, ?
જાણી લીધું જન મળી ગળી આજ જાશે;
ખાંતેથતી પતિતણા જળ સાથ ખારી,
સોહે અતી પતિ મળે સતિ જેમ ન્યારી.

( ૩ )

નાખે નદી નિર્મળું નીર પાટ ખારે,
મોઢા ભણી કર કરે જયમ સોમ પ્યારે;
શચીપતી ઘર વિષે જળ તું રળીને,
ભાગ્યશાળિ ઘર જેમ જુતો દળીને.

( ૪ )

ઘેલા ઘણા નં કર સાગર ઘૂઘવાટ,
તું ડોળ ને ડુબડયો દુર યાર દાટ;
મ્હોટાતણી મેસ અમે મહતાઈ માની,

પીવા ન દે પક્ષી કદી પરએથી પાણી.

( ૫ )

પોતે ન પી પણ અને પરને ન પાતો,
તે જેમ લોભિ ખીર ખાંડ ખરે ન ખાતો;
ભેળું કર્યું ભરી જશે જગ મેઘરાજા,
લોભીતણું ધન મળે જયમ રાય તાજા.

( ૬ )

ગાળાં નદી સરતણું નીર લોભિ લેતો.
દાતાર તું બની નહી જળ દાન દેતો;
શ્રી સાચવી અમલડે જયમ સોમ સાંચે,
રાતી બદામ ખરચી નહિ લેશ રાચે.

( ૭ )

ગંભીર આ સર દિસે જળથી ભરેલું,
ધારે જતાં મફત તે નીર દે ઘણેરૂં;
તાપોસથી કકળતા તનને તાપે,
ધોરાજનો ગિરજાથી જયમ ધીર આપે.

( ૮ )

તાપે કરી કઠિ જતાં જન જે તળાવે,
શાંતિ કરી શરીરના ભડકા સમાવે;
વારી વિના વળખતા નરને ન વાળે,
ઠેલે નહી પેરગજુ જયમ હાથ ઝાલે.

( ૯ )

પાણી પીને ગગનમાં બહુ પંખી ઉડે,
કાશીદ ખેપ કરવા થકી જેમ કૂદે;
દાતાર આ સરતણા જશ પંખિ દાખે,

હવે ભવાની ભુપના ગુણ તેજ ભાખે.

दोहरा.

તળાવ તું તલ માત્ર પણ, આણીશ નહિ અભિમાન;
વાવરીને વાંરી વળી, મુરખ રાખે માન. ॥૭॥
તેજવંત તખ્તેશ નૃપ, રાવતણા જે રાવ;
દે છે તે નિત્ય દાનમાં, તાજાં ઘીનાં તળાવ.

## मंत्रि समाज विषे.

( मनहर )

રાજ્ય રૂપી વ્હાણને ચલાવનારી આજ જુઓ,
મંત્રિની સમાજ મહારાજ તણી, પાસ છે,
કલ્પ વૃક્ષ પેરે કવિતણી આશા પુરી કરે,
વિવેકી વિદ્વાન સુમંત્રિ વિઠ્ઠલદાસ છે;
બરજોરજીને ભાવનગરી સમાન બીજા,
ખુદાવંતના સલાહકાર એવા ખાસ છે,
સીમ્સ અને ડોસાભાઈ મંત્રિ મણી જેવાં માન્ય,
એવા મંત્રિથી ભવાની રાજ્યમાં ઉજાશ છે.

## भावनगरमां आनंद.

( गरबी )

ભાવનગરમાં ભવાની આજ, આનંદ એલી છે,
મસજન મંડળની માંય, મોજ મચેલી છે. ( ટેક )

ભાવનગરમા આનંદ કેરી, એલી મચી રહી આજરે;
મયુર સમાન કવિ મંડળીના, આવે મંધુર અવાજ.
આનંદ એલી છે.

વ્યોમછવાઈ રહી વાદળથી, વરસે પછી વરસાદરે;
છત્રપતિતણી કીર્ત્તિ છવાઈ, નવખંડ થાયે નાદ.
આનંદ એલી છે.

મોર બંપૈયા દાદુર માફક, તનમાં આણી તાન રે;
કવિ પંડિત જન રીઝી કરે છે, ગુણનીધિના ગુણ ગાન.
આનંદ એલી છે.

દેવ મંદિરમાં વાગે દુંદભીને, ઠીક નાટારંગ થાયરે;
ઇંદ્ર સમાન અધિપતિના અતિ, ઉત્તમ યશ ઉચ્ચરાય.
આનંદ એલી છે.

પળમાં આનંદ ધ્વનનો પડઘો, પહોંચ્યો જઈ પાતાળરે,
વળી જન જય જયકાર વદેને, રહી ખીલી ભૂમિ રસાળ.
આનંદ એલી છે.

યુરોપ ખંડ સુધી અધીપતિના, વિધ વિધ થાય વખાણરે;
ભરતખંડમાં દીઠો ભવાની, ભળકતો જશ ભાણ.
આનંદ એલી



## દોહરો.

તેજવંત તખ્તેશથું, તપો અવિચળ રાજ;
સુખથી એ વર માગીએ, મળી અમે મહારાજ. ॥૨॥

સમાપ્ત.